# જીવહત્યા અને પશુબલિ

## ઇસ્લામના પરિપ્રેક્ષ્યમાં

: લેખક :
મુહમ્મદ ઝૈનુલ આબિદીન મન્સૂરી

: અનુવાદક :
જાબિર માનીગર

# બે શબ્દ

ભારત જેવા વિવિધ ધર્મીય દેશમાં ત્રણ સ્થિતિઓ કાયમી રૂપે જોવા મળે છે. એક : પોતાના ધર્મના નજીક, અન્ય ધર્મોને પણ સમજવાની જિજ્ઞાસા અને ચેષ્ટા. બે : બીજા ધર્મો પ્રત્યે અપ્રમાણિક સ્રોતોથી મેળવેલ જ્ઞાનના પરિણામ સ્વરૂપ તે ધર્મો પ્રત્યે ભ્રમ, આશંકાઓ તેમજ ગેરસમજ. ત્રણ : કેટલીક તાકતો, તત્વો તેમજ સમુદાયો દ્વારા કેટલાક સક્રિય ધર્મો. ખાસ કરીને "ઇસ્લામ" પ્રત્યે દુષ્પ્રચારના પરિણામ સ્વરૂપ તે ધર્મો પ્રત્યે ભય, ધૃણા, આક્રોશ, દુર્ભાવના તેમજ અયોગ્ય આક્ષેપ. આ ત્રિપક્ષીય પરિસ્થિતિમાં મુસ્લિમ સમુદાય પર આ ભારે જવાબદારી આવી પડી છે કે આપણા દેશવાસી ભાઈઓના મન-મસ્તિષ્કમાં ઉત્પન્ન થયેલી મૂંઝવણોને દૂર કરે અને ઇસ્લામથી સંબંધિત ઉભરનારા પ્રશ્નોનું સંતોષજનક તેમજ તથ્યકારક ઉત્તર આપવા તેમજ શંકાઓને દૂર કરવાનો ભરપૂર પ્રયત્ન કરે.

તે પ્રશ્નોમાંથી એક પ્રશ્ન છે માંસાહાર તેમજ જીવ હત્યાનો, તથા તેના સંદર્ભમાં "ઈદુલ અદહા" તહેવારના અવસર પર થતી જાનવરોની કુર્બાનીની સાર્થકતા તેમજ યોગ્યતાનો. બિન-મુસ્લિમ ભાઈઓની મૂંઝવણ આ છે કે ઇસ્લામ જ્યારે કૃપા અને પ્રેમભાવનું શિક્ષણ આપે છે તો પશુ-પક્ષીઓ પ્રત્યે આટલું નિર્દયી શા માટે? ઇસ્લામ તેના અનુયાયીઓને જ્યારે શિક્ષણ આપે છે કે તમારા કામ આ વાક્યોથી પ્રારંભ કરો કે - "અલ્લાહ દયાળુ, કૃપાળુના નામથી." તો પછી આ તેમને પશુ વધ જેવી નિર્દયતા તેમજ ક્રૂરતાની પરવાનગી શા માટે આપે છે? જ્યારે કુર્આન, પયગમ્બર (હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ને "રહમતુલ લિલ આલમીન" (સમગ્ર દુનિયા માટે સાક્ષાત દયા કૃપા)ની ઉપાધિ આપે છે તો શું આ પશુ આ દયા-કૃપાને પાત્ર નથી, જેના વધની પયગમ્બરે ઇસ્લામે પરવાનગી આપી અને સ્વયં પોતે તેના પર અમલ કર્યો, ત્યાં સુધી કે ઈદુલ અદહા (બકરી ઈદ)માં, જે ઇસ્લામનો મહત્ત્વપૂર્ણ તહેવાર છે, અલ્લાહ

તેમજ પયગમ્બરે ઇસ્લામ સ.અ.વ.એ જાનવરોની કુર્બાની (પશુ બલિ)ને ધાર્મિક માન્યતા પ્રદાન કરી દીધી. શું બિસ્મિલ્લાહ કહીને અર્થાત્ અલ્લાહનું નામ લઈને કરવામાં આવતું "ખરાબ કામ" પણ "સારૂં કામ" થઈ જાય છે? આ પ્રકારની મૂંઝવણો ખાસ કરીને આપણા આર્ય સમાજના ભાઈઓને ખૂબ જ વ્યાકુળ કરે છે. તેમનો મુસ્લિમ સમુદાય પર આ અધિકાર છે કે તેમની મૂંઝવણ દૂર કરવાનો મુસ્લિમ સમુદાય પ્રયાસ કરે. આ લેખ આ અધિકાર અદા કરવા માટેનો એક પ્રયાસ છે. આની સાથે વાંચકોનું પણ આ કર્તવ્ય છે કે તેને પૂર્વગ્રહ રહિત બનીને વાંચે.

નવી દિલ્હી, ૩૧/૦૩/૨૦૦૮
લેખક : મુહમ્મદ ઝૈનુલ આબિદીન મન્સૂરી

# જીવહત્યા અને ઈસ્લામ

## સર્જન અને સર્જક વચ્ચેનો સંબંધ

સામાન્ય નિયમ છે કે કોઈ સમગ્રમાંથી તેના કોઈ અંશને અલગ કરીને તેને ખરી અને યોગ્ય રીતે સમજી શકાતું નથી. જ્ઞાન-વિજ્ઞાનની બધી પ્રણાલીઓ આ જ સિદ્ધાંતની ધરા પર ભ્રમણ કરે છે. ઈસ્લામ, ઈસ્લામી શરીઅત (કાનૂન) તથા ઈસ્લામી શિક્ષણ, નિયમો, આદેશો તેમજ ધાર્મિક રિવાજોની વાસ્તવિકતા અને યથાર્થતાને સમજવા પર પણ આ જ સિદ્ધાંત લાગુ પડે છે. પશુઓ સાથે મનુષ્યનો વ્યવહાર કેવો હોય અને આ વ્યવહારની યોગ્ય સીમા શું હોય? આ જાણવા માટે સૃષ્ટિ, મનુષ્ય તથા પૃથ્વી પર ઉપસ્થિત પ્રાણીઓ તેમજ આ બધાના નિર્માતામાં પરસ્પર શું અને કેવો સંબંધ છે, તેના પર વિચાર કરવો આવશ્યક છે. તેના વગર ઉપરોક્ત પ્રશ્નોનો ઉત્તર નથી મળી શકતો. આથી આવશ્યક છે કે પહેલાં આને સમજવાનો પ્રયાસ કરીએ.

ઈસ્લામની મૂળ ધારણા છે કે સમસ્ત સૃષ્ટિના રચયિતા તેમજ નિર્માતા "ઈશ્વર" છે. એક, અનન્ય ઈશ્વર. તે નિરાકાર, સર્વઉપસ્થિત, સર્વશક્તિમાન, સર્વજ્ઞ તેમજ અપાર તત્ત્વદર્શી છે. તે સમગ્ર સૃષ્ટિનો પાલનહાર, સંયોજક-પ્રબંધક તેમજ સ્વામી છે. મનુષ્ય આ સૃષ્ટિનો અંશ છે અને બ્રહ્માંડમાં ઉપસ્થિત દરેક વસ્તુની જેમ આ પૃથ્વી, તેમજ તેની ઉપર કે તેના નજીક મોજૂદ બધા પદાર્થો, સજીવ કે નિર્જીવ, સ્થિર કે અસ્થિર વસ્તુઓ પણ એ જ નિર્માતા દ્વારા નિર્મિત છે. ઈસ્લામ મુજબ અલ્લાહ (ઈશ્વર)ની અપાર તત્ત્વદર્શીતા તેમજ ઉપરોક્ત અન્ય ગુણોની અપેક્ષા આ છે કે સમસ્ત માનવજાતિનું સંપૂર્ણ માર્ગદર્શન ઈશ્વર જ કરે, અર્થાત્ માર્ગદર્શનનું આ કાર્ય સ્વયં મનુષ્ય પર ન છોડી દે.

ઈસ્લામ, મનુષ્યને સૃષ્ટિનો એક પૂર્ણ એકમ માને છે, જેમાં આધ્યાત્મિક, નૈતિક, શારીરિક તેમજ ભૌતિક બધા ગુણોનો સમાવેશ થાય છે. આથી ઈસ્લામની

દ્રષ્ટિમાં મનુષ્યની સંપૂર્ણ વ્યક્તિગત તેમજ સામાજિક જીવન પ્રણાલી ઈશ્વરીય માર્ગદર્શન અંતર્ગત થવી જોઈએ. આ જીવન પ્રણાલીમાં આસ્થા તથા ધારણા, ઉપાસના તથા પૂજા, દામ્પત્ય, પારિવારિક તથા સામૂહિક સંબંધ, પારસ્પરિક અધિકાર તથા કર્તવ્ય, આચરણ, વ્યવહાર તથા ખાણી-પીણી તેમજ જીવનશૈલીમાં યોગ્ય કે અયોગ્ય, વૈધ કે અવૈધ, ઇચ્છનીય કે અનિચ્છનીય અને આર્થિક તેમજ રાજનૈતિક વ્યવસ્થા વગેરેથી લઈને મનુષ્યના સર્જનના ઈશ્વરીય ઉદ્દેશ પર અમલ તેમજ અન્ય બધી સૃષ્ટિની સાથે મનુષ્યના સંબંધની રૂપરેખા સુધી... દરેક વસ્તુ આવે છે. ઇસ્લામની ધારણા છે કે આ સંસાર મનુષ્ય માટે બનાવ્યું, શણગાર્યું છે અને સ્વયં મનુષ્યને ઈશ્વર (ના આજ્ઞાપાલન, ઉપાસના તેમજ તેના પ્રત્યે સમર્પિત રહેવા) માટે. આ સંસારના બધા પ્રાણી તેમજ સજીવ તથા બધી સ્થિર કે અસ્થિર વસ્તુઓ મનુષ્યની સેવા તેમજ ઉપભોગ માટે બનાવવામાં આવી છે અને તે બધું, પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ, ઇચ્છનીય કે અનિચ્છનીય, જાણે કે અજાણે મનુષ્યોની સેવા કરી રહી છે. પ્રત્યક્ષ રૂપે અનેક વનસ્પતિઓ વૃક્ષ, અનાજ, ફળ, શાકભાજી વગેરે, અનેક પશુ-પક્ષી તેમજ દરિયાઈ જીવો (માછલીઓ) વગેરે, મનુષ્યોના આહાર, સવારી, વજન ઉઠાવવા, દવાઓ તથા સ્વાસ્થ્ય સામગ્રી તેમજ સામાન્ય ઉપભોગ માટે નિર્મિત કરવામાં આવ્યા છે. અપ્રત્યક્ષ રૂપે અસંખ્ય જીવાણુ, જળ પ્રાણી, વૃક્ષો, પશુ-પક્ષી, આ સંસાર, વાયુ મંડળ તેમજ પૃથ્વીના ગર્ભમાં એ જ રીતે માનવજાતિની સેવામાં તલ્લીન છે, જે રીતે સૂર્ય, ચંદ્ર તેમજ તારાઓનો પ્રકાશ, ઉષ્મા તથા ઊર્જા, હવા, વાદળો, વાયુમંડળ તેમજ સમગ્ર સૂર્યમંડળ.

## પ્રત્યેક સજીવ મનુષ્યના ઉપભોગ માટે જ છે

ઉપરોક્ત વિવરણ પછી જીવ હત્યાના સંબંધમાં ઇસ્લામી દ્રષ્ટિકોણને સરળતાપૂર્વક સમજી શકાય છે. દરેક સજીવ (વનસ્પતિ કે પશુ-પક્ષી વગેરે)ને મનુષ્યના ઉપભોગ માટે પેદા કરવામાં આવ્યા છે. વૃક્ષો, ફળો, શાકભાજીઓ વગેરેને કાપવું (અને ખાવા માટે ઉપયોગમાં લેવું) પણ એ જ પ્રકારે "જીવ હત્યા" છે જેવી રીતે માછલીઓ, પક્ષીઓ તેમજ પશુઓને ખાવા માટે તેમની હત્યા કરવી. શાકાહારી અને માંસાહારી બંને પ્રકારની ખાદ્ય સામગ્રીના ઉપભોગને બધા ધર્મો તેમજ ધાર્મિક સમાજો તથા સમુદાયોમાં માન્યતા પ્રાપ્ત રહી છે. ઇસ્લામ

પણ આને માન્યતા આપે છે. વ્યર્થ પશુવધ અર્થાત્ કોઈ પણ પશુને આમ જ મારીને છોડી દેવું, શિકાર કે મનોરંજનનો શોખ પૂરો કરવા માટે કોઈ પણ સજીવને મારીને ફેંકી દેવાની ઇસ્લામમાં મનાઈ છે. પરંતુ સાર્થક ઉદેશ્યો માટે, ઇસ્લામ ન ફક્ત સજીવો માટે (વનસ્પતિઓ તેમજ પશુ-પક્ષીઓ વગેરે)ના આહાર તેમજ ઉપભોગ હેતુ મનુષ્યને અનુમતિ આપે છે બલ્કે કહે છે કે આ બે ઉદેશ્યોની પૂર્તિ હેતુ તેમને પેદા કરવામાં આવ્યા છે. આ રીતે જોવામાં આવે તો ઇસ્લામનો દ્રષ્ટિકોણ કોઈ અલગ, અનન્ય, અભૂતપૂર્વ, અમાન્ય, અસ્વાભાવિક તેમજ અપ્રાકૃતિક દ્રષ્ટિકોણ નથી, બલ્કે કેટલાક નગણ્ય અપવાદોને છોડીને ભૂતકાળથી વર્તમાન સુધીના માનવ ઇતિહાસમાં મનુષ્યો, સમાજ, સંસ્કૃતિઓ તેમજ સભ્યતાઓનો સામાન્ય દ્રષ્ટિકોણ તથા વ્યવહાર તે જ રહ્યો છે જે ઇસ્લામનો દ્રષ્ટિકોણ તેમજ ઇસ્લામના અનુયાયીઓનું વ્યવહારિક આચરણ છે.

## ઇસ્લામમાં હલાલ અને હરામ

ઇસ્લામની વિશિષ્ટતા આ સંબંધમાં એ છે કે તે અન્ય સમાજોથી વિપરીત, માંસાહારના વિષયમાં એક નિશ્ચિત આચારસંહિતા (Code of conduct) તેના અનુયાયીઓને પ્રદાન કરે છે, જેને ઇસ્લામી કાનૂન (શરિયત)ની પરિભાષામાં "હલાલ" (વૈધ) અને "હરામ" (અવૈધ) કહેવામાં આવ્યું છે. આની સીમાનું નિર્ધારણ સ્વયં અલ્લાહે (કુર્આન)માં કરી દીધું છે, તથા તેની વિસ્તૃત વ્યાખ્યા અલ્લાહના પયગમ્બરે હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના આદર્શ (સુન્નત, સીરત અને હદીસ)માં કરી દીધી છે. જેવું કે પહેલાં લખાઈ ચૂક્યું છે કે અલ્લાહ (ઈશ્વર)ની તત્ત્વદર્શીતા તેમજ જ્ઞાન અપાર, અસીમ અને પૂર્ણ છે, અને જો કે તે ઇન્સાન સહિત સૃષ્ટિની દરેક વસ્તુઓનો નિર્માતા પણ છે. આથી આ તે જ વધુ સારી રીતે જાણી શકે છે કે આહાર માટે કઈ વસ્તુઓ મનુષ્યના શારીરિક હિત (સ્વાસ્થ્ય) તેમજ તેના આધ્યાત્મિક હિત (નૈતિકતા તેમજ ચરિત્ર) માટે લાભદાયક તથા હાનિકારક છે. આથી ઇસ્લામે કૂતરા, ડુક્કર, હિંસક જાનવર તેમજ પંજાથી ઉઠાવીને ખાનારા પક્ષીઓ તથા ઇન્સાનોનું માંસ ખાવું અવૈધ (હરામ) ઠેરવી દીધું છે. આપણા ભારતીય સમાજો અને વધુ પડતા ધાર્મિક સમુદાયોમાં પણ, સામાન્ય સ્તરે માંસાહાર માટે 'યોગ્ય' કે 'અયોગ્ય'નું આ ઇસ્લામી માપદંડ પ્રચલિત

છે. પરંતુ સંસારમાં કેટલાક સમાજ, જાતિઓ, સમુદાય અને એકાદ બે દેશના લોકો એવા પણ છે કે જે મનુષ્ય, કૂતરા અને ડુક્કર વગેરેનું માંસ પણ ખાય છે. તેના દુષ્પ્રભાવ સહજ રીતે જોઈ શકાય છે કે આવા લોકો અને સમાજોમાં કેવા કેવા જાનવર જેવા તેમજ રાક્ષસી અવગુણ ઉત્પન્ન થઈ જાય છે. તેનો સ્વભાવ અને ચરિત્ર કેવા કેવા નૈતિક દુર્ગુણોથી દૂષિત તેમજ પતન ગ્રસ્ત થાય છે. ઈસ્લામની વિશિષ્ટતા છે કે તે જીવ હત્યા કે માંસાહારના વિષય પર અતિવાદી નહિ બલ્કે સંતુલિત જીવન વ્યવસ્થાનો સમર્થક તેમજ હિમાયતી છે. ઈસ્લામ ન તો 'અહિંસા' અને 'દયા'ના નામ પર મનુષ્યને તે ખાદ્ય પદાર્થો તેમજ આહાર સામગ્રીઓથી વંચિત કરે છે જે મનુષ્યોના આહાર તથા ઉપભોંગ માટે સર્જિત તથા ઉત્પન્ન કરવામાં આવી છે અને ન તે આ મનુષ્યને આટલો સ્વતંત્ર મૂકી દે છે કે જે પણ મનમાં આવે તે ખાઈ-પી લે અને સજીવોની નિરર્થક હત્યા કરતો ફરે. આ નિરર્થક હત્યા જ વાસ્તવમાં ઈસ્લામની દ્રષ્ટિમાં નિર્દયતા છે. હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આદેશ આપ્યો છે કે પશુઓ પાસેથી તેની તાકાત તેમજ સામર્થ્યથી વધુ કામ ન લેવામાં આવે, તેના પર એટલો વજન લાદવામાં ન આવે કે તે વહન ન કરી શકે અને તેને ભૂખ્યો ન રાખવામાં આવે. માંસાહાર માટે પશુઓને જબહ (વૈધ રીતે વધ) કરવાને ઇસ્લામે અનિવાર્ય કર્યું, જેથી પશુના શરીરમાંથી સંપૂર્ણ લોહી નીકળી જાય. કેમકે જો લોહી પશુના અંદર જ રહીને કોશિકાઓમાં જામી જાય તો તેનું માંસ સ્વાસ્થ્ય માટે હાનિકારક બંની જાય છે. સાથે ઈસ્લામે આ પણ આજ્ઞા આપી કે જબહ (વૈધ રીતે વધ) કરતા સમયે છરીની ધાર બુઠ્ઠી (ધાર વગરની) ન હોય બલ્કે તેજ હોય જેથી પશુને અનાવશ્યક પીડા સહન ન કરવી પડે.

## જીવ હત્યા અને સામાન્ય સમાજ

પ્રત્યેક સમાજમાં જીવ હત્યાનું ચલણ વિભિન્ન રૂપમાં રહ્યું છે અને તેને માન્યતા પ્રાપ્ત રહી છે. તેના બે આધાર રહ્યા છે. એક, મનુષ્યોના લાભો માટે અને બીજું, મનુષ્ય કે માનવ સમાજને ક્ષતિ પહોંચાડવાથી બચાવવા તથા સુરક્ષિત રાખવા માટે. જે લોકો ઇસ્લામ પર જીવ હત્યાની નિર્દયતાનો આરોપ લગાવે છે અને આક્ષેપ તેમજ દુષ્પ્રચાર કરે છે તેમની દ્રષ્ટિમાં પણ જીવ હત્યાના ઉપરોક્ત બંને આધારો માન્ય છે.

મનુષ્યના જીવન અને સ્વાસ્થ્ય માટે જે સંતુલિત આહારની અનિવાર્યતા સર્વમાન્ય રહી છે, જેમાં પૌષ્ટિક તેમજ સ્વાસ્થ્યપ્રદ તત્વો વિટામિન્સ, પ્રોટીન, મિનરલ્સ, કાર્બોહાઈડ્રેટ, મીઠું વગેરે જોવા મળે છે, આ સજીવોમાંથી જ ઉપલબ્ધ થાય છે અને તેમાંથી વધુ પડતા વનસ્પતિઓ, શાકભાજીઓ અને વૃક્ષોને કાપીને (જે વાસ્તવમાં જીવ-હત્યા જ છે) તથા પશુ-પક્ષીઓ તથા માછલીઓ વગેરે જીવોની હત્યા કરીને પ્રાપ્ત કરવામાં આવે છે. દરિયામાં કોઈ પણ સમય-બિંદુ (Point of time) પર સમસ્ત માનવ વસ્તીના પૌષ્ટિક આહારની લગભગ બે તૃતિયાંશ આવશ્યકતા પૂર્તિ માટે ખાદ્ય સામગ્રી ઉપસ્થિત હોય છે, જેનો કેટલોક અંશ સમગ્ર વિશ્વ (આપણા અહિંસા પ્રિય દેશ સહિત)માં બરાબર ઉપયોગમાં લેવામાં આવે છે. આ જીવ-હત્યા પર ક્યારેય આપત્તિ દર્શાવવામાં આવી નથી. માંસાહાર હેતુ પશુ વધના સરકાર અધિકૃત કતલ ખાનાઓ (Slaughter house)માંથી પશુ રક્તની પૂરેપૂરી માત્રા એ કંપનીઓ દ્વારા ઉઠાવી લેવામાં આવે છે જે માનવ શરીરમાં લોહી અને હીમોગ્લોબિનની ઉણપ પૂરી કરવાવાળી દવાઓ તથા ટોનિક બનાવે છે. આ મૃતક પશુઓનું ચામડું, હાડકાઓ, નસો, પાતળું પારદર્શક આવરણ, શીંગડા, વાળ વગેરે થકી મોટા મોટા ઉદ્યોગ ચાલી રહ્યા છે. તેની ચરબી ખાદ્ય સામગ્રી તેમજ અન્ય ઉપભોગ સામગ્રીઓ બનાવવામાં ઉપયોગમાં લેવાય છે, જેનો માંસાહારી અને માંસાહાર વિરોધી, અહિંસાવાદી, અર્થાત્ તમામ જનતા સહર્ષ ઉપયોગ કરે છે. ત્યારે જીવ-હત્યા, નિર્દયતા, હિંસા વગેરે જેવો પ્રશ્ન ક્યાંય નથી ઉદ્ભવતો. સ્વાસ્થ્ય વિજ્ઞાન તેમજ મેડિકલ વિજ્ઞાનના વિદ્યાર્થીઓનું શોધ કાર્ય અને પ્રશિક્ષણ ઉંદર, દેડકા, વાંદરાઓ વગેરેની હત્યા પર જ ટકેલું છે. આ સમગ્ર વસ્તુસ્થિતિ, જેનું ઉપર વર્ણન કરવામાં આવ્યું, આ ઈસ્લામની ધારણાની જ પુષ્ટિ કરે છે, જે સમસ્ત સજીવ, માનવ જાતિના હિત, તેના ઉપયોગ તેમજ ઉપભોગ માટે બનાવવામાં આવી છે.

આવા સજીવોની હત્યા કરી દેવા પર પણ દરેક સમાજમાં માન્યતા આપવામાં આવી છે અને આનું વ્યવહારિક ચલણ રહ્યું છે જે મનુષ્ય માટે પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ રૂપે નુકસાનદાયક, કષ્ટદાયક કે ઘાતક બનવા લાગે. એન્ટી બાયોટિક દવાઓ, જેને દરેક "અહિંસાવાદી" વ્યક્તિ પણ સંતોષપૂર્વક પ્રયોગ કરે છે, જીવિત બેક્ટેરિયાની હત્યા જ કરે છે. કીટનાશક દવાઓ, જેનો છંટકાવ સજીવો પ્રત્યે દયાભાવમાં ઓતપ્રોત લોકો પણ પોતાના ઘરોમાં તથા પાકો પર કરે છે, જીવિત

કીડા-મકોડાની હત્યા જ કરે છે. લુંટારાઓ, ગુંડાઓ વગેરેને પોલીસ જનહિતમાં ગોળી મારી દે છે, તે પણ જીવ-હત્યા જ છે. મોટા મોટા ગુનેગારો અને દેશદ્રોહીઓને સરકાર ફાંસી પર લટકાવી દે છે અને યુદ્ધમાં દુશ્મન દેશના સૈનિકોની હત્યા કરી નાખવામાં આવે છે તેમજ શાંતિ તથા કાનૂન-વ્યવસ્થાનો ભંગ કરનારા ઉપદ્રવીઓને જોતાં જ તેને ગોળી મારી (Shoot at Sight) મારી દેવામાં આવે છે તો આ પણ જીવ-હત્યા જ છે. પરંતુ ક્યારેય પણ, ક્યાંય પણ માત્ર આ તર્ક પર કે આ બધું જીવ હત્યા, નિર્દયતા, બર્બરતા, ક્રૂરતા અને હિંસા છે, આવી જીવ-હત્યાઓ પર 'હત્યા' નો આરોપ નથી લાગતો, ન વ્યક્તિ, સમુદાય, વહીવટી તંત્ર, સરકાર તેમજ રાષ્ટ્ર પર આક્ષેપ કરવામાં આવે છે.

કહેવાનું તાત્પર્ય આ છે કે જીવ-હત્યા પોતાનામાં અનિચ્છનીય, અયોગ્ય, પાપ કે ગુનો નથી. કેટલીક નૈતિક, કેટલાક સામાજિક તથા સૈદ્ધાંતિક માપદંડ ક્યારેક આને યોગ્ય પણ માને છે અને ક્યારેક અયોગ્ય, અમાનવીય, ગુનો તેમજ પાપ પણ ઠેરવે છે. આ વાત મનુષ્યના સ્વભાવ તેમજ તેની આવશ્યકતાઓની બરાબર અનુકૂળ પણ છે. ઇસ્લામ એક વ્યવહારિક ધર્મ તેમજ સ્વાભાવિક તેમજ સંતુલિત જીવન-વ્યવસ્થા છે. આથી જીવ-હત્યાના વિષય પર તેની નીતિ આ સત્ય પર આધારિત છે.

---

# કુર્બાની અને ઈસ્લામ

પશુ બલિને વિશ્વના બે મોટા ધર્મો, સનાતન ધર્મ અને ઈસ્લામ ધર્મમાં માન્યતા પ્રાપ્ત છે. સનાતન ધર્મ મુજબ "દેવતાઓને પ્રસન્ન કરવા માટે"[1] અને ઈસ્લામ ધર્મ મુજબ "અલ્લાહને પ્રસન્ન કરવા માટે" પશુ બલિનું વિધાન છે. સનાતન ધર્મમાં "દેવતાઓને પ્રસન્ન કરવા માટે" થી શું અભિપ્રેત છે અને મનુષ્યના આધ્યાત્મ, આચાર-વિચાર તેમજ ચરિત્ર તથા આચરણ પર પશુ વધના શું સારા પ્રભાવ પડે છે તથા મનુષ્યના વ્યક્તિગત અને સામાજિક જીવનમાં નૈતિક સ્તર પર, પશુ વધ દ્વારા કેવા સકારાત્મક પ્રભાવ પાડવા અપેક્ષિત છે તે આ લેખનો વિષય નથી, પરંતુ સનાતન ધર્માવલંબીઓ, વિચારકો તેમજ ધર્મ વિદ્યાચાર્યો માટે પોતાનામાં એક શોધનો વિષય છે. તેમ છતાં, આ સંબંધમાં ઈસ્લામી દ્રષ્ટિકોણ આ છે -

ઈસ્લામમાં, ઈસ્લામી કેલેન્ડર (હિજરી સન) ના બારમા મહિના "ઝિલ હજ્જ" ની દસમી, અગિયારમી અને બારમી તારીખે "ઈદુલ અઝહા" તહેવારના અવસર પર પશુની બલિ આપવામાં આવે છે, જેને કુર્બાની કહેવામાં આવે છે. તે ઉપરાંત હજમાં જવાવાળી દરેક વ્યક્તિ પર પણ આ કુર્બાની અનિવાર્ય છે. વિશ્વના અન્ય ભાગોમાં જાનવરોની કુર્બાની કરવાનું સામર્થ્ય રાખવાવાળા દરેક મુસલમાન પર (જે પુખ્ત પણ હોય) કુર્બાની અનિવાર્ય છે. આ બલિ, નિર્દયતા તેમજ હિંસાની ઘોતક નથી. આ ન માત્ર પશુ હત્યા છે, કે ન માત્ર એક ધાર્મિક પ્રથા જેનો કોઈ મહાન ધ્યેય અને મનુષ્યના જીવનની વ્યવહારિકતાઓમાં કોઈ રચનાત્મક ભૂમિકા તેમજ મહત્ત્વપૂર્ણ યોગદાન ન હોય. કુર્બાનીનો એક પ્રમાણિક તેમજ વિશ્વસનીય

---

[1]. હિન્દુ ધર્મ ગ્રંથોમાં સ્પષ્ટ રૂપે પશુ વધની અનુમતિ તથા આદેશ મોજૂદ છે. જુઓ :
મનુ. - ૩/૧૨૩, ૩/૨૬૮, ૫/૨૩, ૫/૨૭-૨૮, ૫/૩૫-૩૬
ઋ. - ૧૦/૨૭/૨, ૧૦/૨૮/૩
અથર્વ. - ૯/૬/૪/૪૩/૮
શ. બ્રા. - ૩/૧/૨/૨૧

ઇતિહાસ છે જે વિશ્વના સૌથી વધુ પ્રમાણિક ઈશ ગ્રંથ "કુર્આન"માં ઉલ્લેખિત છે તથા જેની વ્યાખ્યા અંતિમ ઈશ દૂત (પયગમ્બર) હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના અતિ વિશ્વસનીય કથનો (હદીસ)માં વર્ણિત છે. ઇતિહાસની સાથે સાથે તેના અસલ ઉદ્દેશ્ય પણ, ઇસ્લામના ઉપર્યુક્ત બંને મૂળ સ્રોતોમાં ખોલી ખોલીને વર્ણન કરવામાં આવ્યા છે. આ ઇતિહાસ પર એક નજર નાખી લેવી કુર્બાનીની ઇસ્લામી અવધારણાને સમજવા માટે અનિવાર્ય છે.

## કુર્બાનીનો ઇતિહાસ

કુર્બાનીનો ઇતિહાસ ૪૦૦૦ વર્ષ જૂનો છે જેનો આરંભ ઇસ્લામ (તથા યહૂદી અને ઈસાઈ ધર્મ) ના મહાન પયગમ્બર હઝરત ઇબ્રાહીમ અલયહિસ્સલામથી સંબંધિત એક અસામાન્ય ઘટનાથી થાય છે. આ ઘટનાનો ત્રણેય ધર્મોના ધર્મગ્રંથોમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તથા કુર્આન આ ત્રણેયમાં એક માત્ર પ્રમાણિક ઈશગ્રંથ છે.

૪૦૦૦ વર્ષ પૂર્વ જ્યારે અજ્ઞાનતાના ઘોર અંધકારમાં, માનવ જાતિ નિરાકાર એકેશ્વરવાદના સત્ય માર્ગ પરથી ભટકીને સાકાર અનેકેશ્વરવાદની મિથ્યા ધારણામાં ફંસાયેલી છે. સૂર્ય, ચંદ્ર, તારા, નક્ષત્રો, પત્થરો, પ્રેતાત્માઓ, પૂર્વજો અને શક્તિશાળી શાસકોની ઉપાસના અને મૂર્તિપૂજામાં લિપ્ત તથા નાના પ્રકારના અંધવિશ્વાસો અને આડંબરોથી ગ્રસ્ત હતી. પોતાનાથી તુચ્છ પદાર્થોની સામે તેમજ પોતાના જેવા મનુષ્યોના ચરણોમાં માથું નમાવતાં નમાવતાં મનુષ્યની ગરિમા, ગૌરવ અને સ્વાભિમાન (જે ઈશ પ્રદત હતું) અપમાનિત અને છિન્ન ભિન્ન થઈ ચૂક્યું હતું, તાત્કાલિક સમગ્ર માનવજાતિમાં એકેશ્વર ઉપાસક એક પણ વ્યક્તિ બાકી રહી ગઈ ન'હોતી. આ વિષમ પરિસ્થિતિઓમાં ઇરાકના 'ઉર' નામક નગરના રહીશ 'મહંત મહાપૂજારી' "આઝર"ના ઘરમાં, તેના જ દીકરા ઇબ્રાહીમ અ.સ.ને ઈશ્વરના, શિર્ક (અનેકેશ્વર પૂજા) ના ઘોર અંધકારમાં તૌહીદ (વિશુદ્ધ એકેશ્વરવાદ)ની જ્યોતિ પ્રગટાવવા માટે પસંદ કરી લીધા હતા અને તેમને પોતાના પયગમ્બર (ઈશદૂત) નિયુક્ત કર્યા.

હઝરત ઇબ્રાહીમ અ.સ.એ શિર્કની વિરુદ્ધ એવા શસક્ત તેમજ બુદ્ધિ સંગત તર્ક આપ્યા જેનો કોઈ કાટ નથી. છતાં પણ તેનો ઘોર વિરોધ કર્યો. તે આ દીપનો પ્રકાશ ફેલાવવા ઇરાકથી પેલેસ્ટાઇન, ત્યાંથી ઇજિપ્ત અને ત્યાંથી અરબ

પ્રાયદ્વિપના મધ્ય પશ્ચિમ ભાગોમાં ગયા. અલ્લાહે તેમની ઉપર એક અત્યંત મુશ્કેલ કર્તવ્યનો ભાર નાખ્યો હતો. આ કર્તવ્ય એક એવી વ્યક્તિ જ અદા કરી શકતી હતી જે ઈશ આજ્ઞાપાલન, ઈશભય, ઈશ-પરાયણતા તેમજ ઈશ્વર સમક્ષ સંપૂર્ણ આત્મ સમર્પણમાં ઉત્કૃષ્ટ, સુદ્રઢ અને અડગ હોય. દરેક સ્વાર્થ, દરેક સુખ, દરેક મનોકામના, દરેક લાભ, દરેક ઇચ્છા અને દરેક પ્રકારના પ્રેમની, ઈશ-પ્રેમ હેતુ બલિ આપી શકતી હોય. આટલો ઊંચો ચરિત્ર અને એવા સશક્ત આત્મબળ હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ) વ્યક્તિત્વમાં ઉત્પન્ન કરવા માટે અલ્લાહે મોટી મોટી મુશ્કેલીઓમાંથી પસાર કરીને તેમને તૈયાર પણ કર્યા, પ્રશિક્ષણ પણ આપ્યું અને ઘણી મુશ્કેલ કસોટીઓ પણ લીધી. દરેક કસોટીમાં હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)ને પોતાને ઉત્તિર્ણ સિદ્ધ કરતા ગયા, ત્યાં સુધી કે ઈશ્વરે તેમની અંતિમ કઠોરમાં કઠોર કસોટી લેવાનો નિર્ણય કર્યો. તેમને આદેશ આપ્યો કે (ઈશ્વર માટે) પોતાના પુત્ર "ઇસ્માઈલ"ની બલિ આપે.

ઈસ્માઈલ (અલયહિસ્સલામ) ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)ના એકમાત્ર દીકરા હતા. તે મોટી મન્નતો અને આરઝૂઓ બાદ હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)ના ઘડપણમાં પેદા થયા હતા. આથી આનું અનુમાન લગાવી શકાય છે કે ઇસ્માઈલ (અલયહિસ્સલામ) કેવા પ્રિય અને આંખોના તારા રહ્યા હશે. આથી હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ) તેમના એકના એક દીકરા હઝરત ઇસ્માઈલ (અલયહિસ્સલામ)થી વધુ પ્રેમ કરતા હતા. કોઈ સામાન્ય વ્યક્તિ હોત તો આ વાતો ઈશ આજ્ઞાપાલનમાં અવરોધ બનીને તેમાં આત્મબળને વિચલિત કરી દેવા માટે પૂરતી હતી અને તે આ કઠોર ઈશ્વરીય પરીક્ષામાં નિષ્ફળ થઈ જાત. પરંતુ જે વ્યક્તિથી ઈશ્વરને ભાવિ સંસારમાં ઇન્સાની નસલો માટે એકેશ્વરવાદ ધર્મનો મજબૂત અને ચિર સ્થાયી પાયો નખાવવો હતો, તે વ્યક્તિ હઝરત ઇબ્રાહીમ (અલયહિસ્સલામ)એ આ કસોટીમાં પણ સફળ થવાનું ઠાની લીધું. દીકરાને આ ઈશ્વરીય આદેશ જણાવ્યો તો દીકરા ઇસ્માઈલ (અલયહિસ્સલામ)એ કહ્યું, "પિતાજી, અલ્લાહના તરફથી જે આદેશ થયો છે તેને પૂરો કરો, ઈશ્વરે ઇચ્છ્યું તો તમે મને ધૈર્યવાન અને અડગ રહેવાવાળો જોશો." ઘરથી થોડે દૂર 'મિના' ની એક પહાડી પર લઈ જઈને પિતાએ દીકરાને સુવડાવી દીધો. છરી ગરદન પર ફેરવવાના હતા કે ઈશ વાણી થઈ કે હે ઇબ્રાહીમ (અલયહિસ્સલામ)!

તમે પરીક્ષામાં સંપૂર્ણ ઊતર્યા. પ્રતિદાનના રૂપમાં આ દુંબો (ભેડ સમાન પશુ)ની કુર્બાની આપી દો. પાસે જ એક દુંબો ઉભેલો મળ્યો. હઝરત ઇબ્રાહીમ (અલયહિસ્સલામ)એ તેને કુર્બાન કર્યો. કુર્આને આને "ઝિબ્હિન-અઝીમ" અર્થાત્ "મહાન બલિદાન" કહ્યું છે.

આ મહાન બલિદાનને યાદ કરવા અને યાદ રાખવા માટે આ તિથિને ૪૦૦૦ વર્ષથી પશુઓની બલિ અને કુર્બાનીની પ્રથા ચાલી રહી છે. કાળ કાળાંતરે આમાં કેટલીક વિકૃતિઓ આવી ગઈ. લોકો આ કુર્બાનીની અસલ સ્પિરિટ ભૂલી ચૂક્યા હતા. આજથી ૧૪૦૦ વર્ષ પહેલાં જ્યારે પયગમ્બર મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના માધ્યમથી વિશુદ્ધ એકેશ્વરવાદ ધર્મનું પુનરાગમન થયું અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર ઈશ વાણી (કુર્આન) અવતરિત થઈ તો કુર્બાનીના ઇતિહાસને પણ તેના શુદ્ધ અને સ્વચ્છ રૂપમાં લોકો સમક્ષ લાવવામાં આવ્યું. ઈશદૂત હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે લોકો સામે આની વિસ્તૃત વ્યાખ્યા આપી અને આના પર સ્વયં પોતે અમલ કરીને દેખાડ્યું. કુર્આનમાં અલ્લાહે ફરમાવ્યું, "ન તો (પશુનું) માંસ અલ્લાહને પહોંચે છે, ન તો લોહી, પરંતુ તેને જે ચીજ પહોંચે છે તે છે તમારો તકવા (ઈશ પરાયણતા)." હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે તેમની આંગળીઓ સીના પર હૃદયના સ્થાન પર રાખીને ત્રણ વખત ફરમાવ્યું, "તકવા અહીં હોય છે, તકવા અહીં હોય છે, તકવા અહીં હોય છે." 'તકવા' કુર્આન અને હદીસનો એક પારિભાષિક શબ્દ છે, જેનો ભાવાર્થ છે "ઈશ્વરની અવજ્ઞા (નાફરમાની)થી બચતા રહી જીવનનો એક એક ક્ષણ વિતાવવો." અર્થાત્ કોઈ પણ કાર્ય કરતા સમયે આ ધ્યાન અવશ્ય રાખવું કે ક્યાંક તે ઈશ્વરની દ્રષ્ટિમાં અયોગ્ય, અવૈધ, વર્જિત અને પાપ તો નથી? (અયોગ્ય, અવૈધ અને પાપ હોવાની પૂરી વ્યાખ્યા કુર્આન અને હદીસમાં ઉલ્લેખિત છે). જો કોઈ કામમાં અલ્લાહની નાફરમાની કે અવજ્ઞા છે તો તેના પર અમલ કરવાનું મૂકી દેવાને પણ ઇસ્લામની પરિભાષામાં તકવા કહેવામાં આવે છે.

## નિષ્કર્ષ

ઉપરોક્ત વિવરણનું નિષ્કર્ષ આ છે :

- સૃષ્ટિના સર્જનહાર અલ્લાહે પૃથ્વીની સમગ્ર સજીવ તથા નિર્જીવ વસ્તુઓ મનુષ્યના પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ ઉપયોગ તેમજ ઉપભોગ માટે બનાવી છે. પ્રત્યક્ષ ઉપભોગમાં માંસાહાર પણ આવે છે તેમજ આને ઇસ્લામી અને બિનઇસ્લામી સમાજોની સમાન રૂપથી માન્યતા પ્રાપ્ત છે. કેટલાક વ્યક્તિગત કે સીમિત સામુદાયિક અપવાદ પણ છે જે નગણ્ય છે.
- ઇસ્લામી સમાજમાં પ્રચલિત પશુ બલિ (કુર્બાની)નો એક ઉત્કૃષ્ટ તથા પવિત્ર ઇતિહાસ છે. ૧૪૦૦ વર્ષથી પ્રતિવર્ષ એ ઇતિહાસની યાદ તાજી કરવામાં આવે છે અને મુસ્લિમ સમાજ આ કુર્બાનીના માધ્યમથી પોતાના અને અલ્લાહની વચ્ચે "દાસ" કે "સ્વામી" ના સંબંધને ઘનિષ્ટ તેમજ દ્રઢ કરે છે.
- કુર્બાનીના માધ્યમથી એક મુસ્લિમ વ્યક્તિ પ્રયાસ કરે છે કે તેની અંદર ઈશભય (તકવા)ના ગુણને ઉન્નતિ અને વૃદ્ધિ આપે. ખરાબ અને પાપના કામોથી બચે.
- કુર્બાનીના માધ્યમથી એક મુસ્લિમ વ્યક્તિ તેની અંદર આ આત્મબળ પેદા કરવાની આધ્યાત્મિક શક્તિ અર્જિત કરે છે જે સત્યનિષ્ઠ જીવન વ્યતીત કરવા માટે તથા ઈશ આજ્ઞાપાલનમાં તે મોટામાં મોટા સ્વાર્થ, લાભ, હિત અને ભાવનાઓની કુર્બાની આપી શકે અને સત્ય માર્ગથી વિચલિત ક્યારેય પણ ન થાય.

જીવ-હત્યા પોતાના ન તો ખરી છે ન જ ખોટી, ન યોગ્ય છે કે ન અયોગ્ય, ન નિંદનીય છે કે ન સરાહનીય. આ. વાત આમ પણ કહી શકાય છે કે જીવ-હત્યા પોતાનામાં ખરી પણ છે, અને ખોટી પણ. ખરી કે ખોટી હોવું આ વાત પર નિર્ભર છે કે જીવ-હત્યાનો ઉદેશ્ય શું છે. અને જીવ-હત્યાના સંબંધમાં ઇસ્લામી દ્રષ્ટિકોણ પણ આ છે. ઉદાહરણ રૂપે એક જીવિત દેડકાની નિરર્થક હત્યા કરીને તેને ફેંકી દેવામાં આવે તો આ ઇસ્લામની દ્રષ્ટિમાં નિર્દયતા, હિંસા તેમજ પાપ છે. પરંતુ મેડિકલ વિજ્ઞાનના વિદ્યાર્થીઓને સર્જીકલ ટ્રેનિંગ આપવા માટે તેમના દ્વારા મેડિકલ કોલેજોમાં જે દેડકાની ચીર ફાડ થાય છે તે નિરર્થક તેમજ વ્યર્થ કાર્ય ન બનીને મનુષ્ય અને માનવ જાતિની સેવા માટે હોય છે. આથી આ ન તો નિર્દયતા

છે, ન હિંસા, ન તો પાપ ; બલ્કે લાભદાયક, ઇચ્છનીય અને સરાહનીય છે. અમારો વિશ્વાસ છે કે હત્યા કે હિંસા ના તો યોગ્ય જે અયોગ્ય હોવાનો માપદંડ, સંપૂર્ણ માનવ સમજમાં, પ્રાચીન કાળથી લઈને વર્તમાન યુગ સુધી માન્ય અને પ્રચલિત રહ્યો છે. આ માનવ પ્રકૃતિને પણ અનુકૂળ છે. આજે માનવ જીવનની સ્વાભાવિક આવશ્યકતાઓના તકાદા (Requisites)ને અનુકૂળ પણ. કેમ કે ઇસ્લામ એક સ્વાભાવિક તેમજ પ્રાકૃતિક ધર્મ છે. આથી તે ઉપરોક્ત બૌદ્ધિક, સંતુલિત અને સ્વાભાવિક, વૈશ્વિક સિદ્ધાંતનો પક્ષધર પણ છે.

---